હિન્દુ સંસારને શાની જરૂર છે?

# વિધુવાશ્રમની કે વિધુરાશ્રમ

અને

# વાંઢાશ્રમની?

પ્રકાશક:—

મોહનલાલ પ્રાણજીવનદાસ મોદી

રાણીતળાવ-સુરત.

છાપનાર:—

રઘુભાઈ લલ્લુભાઈ દેશાઈ.

શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ-સુરત.

# પ્રસ્તાવના.

આ ન્હાનકડા પુસ્તકને બહુ મ્હોટી પ્રસ્તાવના હોઇ શકે નહિ. આથી હિંદુસ્તાનના એક વિશાળ અનુભવી મહાન વ્યક્તિએ કહેલા વચનનું સ્મરણ કરી સંતોષ માનીશું.

ભારતવર્ષની સેવામાં પોતાનું સમસ્ત જીવન અર્પણ કરનાર અને હિન્દના આ નવયુગના મહર્ષિ, પ્રાતઃસ્મરણિય મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીના સત્યાગ્રહના પેગામને વધાવી લેનાર સ્વામી શ્રી શ્રદ્ધાનંદજી ( મહાત્મા મુન્શી રામજી ) એ સુરતમાં થએલી તેમની પધરામણી વખતે કહ્યું હતું કે:—"સ્ત્રીઓને સુધારવાને પ્રયાસ કરવા કરતાં પુરુષોને સુધારવાની-સુધરવાની સ્ત્રીઓ વિશેષ જરુર છે. સ્ત્રીઓમાં નૈસર્ગિક રીતેજ સદ્‌ગુણો સમાયેલા હોય છે, તે તેમના જીવનમાં ઓત પ્રોત ગુંથાયલા હોય છે, તે સદ્‌ગુણોનો નાશ કરવા પુરુષ પ્રયત્ન ન કરે તો સ્ત્રીઓ કદિપણ પોતાનાં ધર્માચરણ અને પવિત્ર જીવન પરથી પતિત થતી નથી."

પરોપકાર કરવાનો ઈજારો કંઇ એકલા પુરૂષોએજ રાખ્યો નથી સ્ત્રીઓ પણ પરોપકાર કરે છે, અને વિધવાઓ જેમને હિંદુ સંસાર શિવનિર્માલ્ય ગણે છે તેઓ પણ પોતાનાં આ કર્તવ્યમાં પછાત પડતી નથી. જગતની માન્યતા એવી છે કે સૃષ્ટિની ઉત્પત્તિ થઇ ત્યારથી તે અત્યાર સુધીમાં સ્ત્રી વર્ગપર પુરૂષ વર્ગે અનહદ ઉપકાર કર્યો છે; તેમને રખડતા રોડા જેવી સ્થિતિમાંથી બચાવી હીરાની માફક તેમનું જતન કરી તેમની તેણે મહત્તા વધારી છે. સ્ત્રીઓએ આ ખરૂં માન્યું છે, અને તેમનો સ્વભાવજ કૃતજ્ઞી હોવાથી તેમણે પુરૂષોને પોતાનાપર સત્તા ભોગવવાનો હક આપ્યો છે. પુરૂષોને

**હવે એ સત્તા એટલી બધી મિષ્ટ અને પ્રિય થઇ પડી છે કે સ્ત્રી** **વર્ગ પુરૂષોના શીતળ છત્ર નીચે સ્વરાજ મેળવવાની માગણી કરે છે તો** **પુરૂષો સાત ફેણવાળા નાગની માફક ફુંફાડા મારી ડરાવે છે.** પણ તે નાગ સામે સ્ત્રીઓએ ગરૂડનો વેષ લીધો છે. એટલે પુરૂષોએ ચમકવા માંડયું છે. સ્ત્રીવર્ગે એ તકનો લાભ લઇ પુરૂષોએ પોતાનાપર કરેલા ઉપકારનો બદલો વાળવા માંડયો છે. તેને લાગ્યું છે કે પુરૂષ વર્ગ હવે કંટાળી ગયલો હોવાથી તેને એ કર્તવ્યમાંથી મુકત કરવો અને સંકટમાં સપડાયલા નિસ્તેજ પુરૂષોની સંભાળ આપણે લેવી. વિચાર તો બધાને થયો, પણ અમલમાં કેમ મૂકવો તે સંબંધી ગુંચવાડો ઉભો થયો. બિલાડીની પધરામણીની ખબર મેળવવા માટે તેને ગળે ઘંટડી બાંધી આવવાનો ઉંદરોએ ઠરાવ તો કર્યો પણ ઘંટડી બાંધવા કોણે જવુ તે સવાલ ઉભો થતાં ઉંદરો પાછા દરમા પેસી ગયા તેમ સ્ત્રીઓ કરે તેમ ન હતું. તેઓ ગુચવાડામાં તો પડી, પણ હિંમત હારી ગઇ નહિ. જેઓ કામ કરવા માગે તેમને ઇશ્વર અવશ્ય સહાય કરે છેજ. "હિંમતે મરદા, તો મદદે ખુદા," "મન ચંગા તો કથરોટમાં ગંગા;" ગમે તેવું મુશ્કેલ કામ પાર પાડવા માટે દૃઢ નિશ્ચય હોય તો બસ છે સ્ત્રીવર્ગના સંબંધમાં પણ તેમ થયું. પન્નદા એકાદશીને દિવસે સાવિત્રીગૌરી બજારમાંથી ખજુર લાવ્યાં. "સંઘરેલો સાપ કોઇ દિવસ પણ કામનો" એ કહેતપર તેમને શ્રદ્ધા હતી. આથી તેમણે ખજુર બાંધ્યાનું કાગળ ફેંકી દેવાને બદલે તે જાળવી રાખ્યો. થોડીવારે એકાએક તેમની દૃષ્ટિ કાગળના પાછલા ભાગપર પડી. પુરૂષોનું સ્ત્રીઓને હાથે કલ્યાણજ થવાનું હશે, અને ઇશ્વરનો પણ કંઇ સંકેત હોય તેમ તેમણે તે કાગળ વાંચવા માંડયો. પુરૂષ વર્ગની ઉન્નતિના સૂર્યના કિરણો મુશ્કેલીના વાદળાં

ભેદી ઝાંખાં ઝાંખાં પ્રકાશવાં માંડયાં. એ કાગળમાં શું લખેલું હતું ? તે પર ગોધરા ખાતે મળેલી સંસાર સુધારા પરિષદનો હેવાલ છપાયલો હતો. હીરાની પરીક્ષા ઝવેરીજ કરે છે. બાકીના બીજાઓને તો તે પથરોજ દેખાય છે. એ હેવાલ ઘણાઓએ વાંચ્યો હશે પણ એ પરિષદમાં સૌ૦ વિદ્યાગૌરી રમણભાઇ નિલકંઠે એક ઠરાવના ટેકામાં વિધુરાશ્રમો સ્થાપવાની સૂચના કરી હતી તેના પર તો ભાગ્યે કોઇએ તેને વ્યવહારૂ રૂપ આપવા જેટલું લક્ષ આપ્યું હશે કદાચિત્ સૌ૦ વિદ્યાગૌરીને પણ એ સૂચનાનાં માતા તરીકે તે અમલમાં મૂકાશે એવો સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય, પણ માએ વિસારી દીધેલાં એ બાળકને ધર્મની માતા તરીકે પાળી પોષી ઉછેરવાનો નિશ્ચય સાવિત્રી ગૌરીએ કર્યો. તેમણે તેથી પણ આગળ વધી વિધુરાશ્રમ સાથે વાંઢાશ્રમ સ્થાપવાનો વિચાર પુરૂષ વર્ગના ઉપકારનો બદલો વાળી તેમનું રક્ષણ કરવાની યોજનાના બીજ રૂપે કર્યો. તેમનું મગજ એક વાર ઉપડયું એટલે ઉભું રહેતુંજ નહિ, વેકયુમ બ્રેક પણ ન હતી કે તેને એકદમ અટકાવી શકાય. આથી કોઇવાર ઠેટોલા જેવા અકસ્માત થતા હતા, પણ પ્રગતિમય જગતને પ્રગતિવાન કરવા માટે એવા અકસ્માત કઇ હિસાબમાં ગણાય નહિ. તેમને મન એ અકસ્માત સાહસ હતું કે જે અમેરિકા શોધવા અને વરાળયંત્ર બનાવવા માટે ઉપયોગી થઇ પડયું હતું.

ખજુરે વિંટાળેલો કાગળ વાંચ્યા પછી તેઓ ઉલ્લાસમાં આવી ગયા, અને પોતાનું ભેજું તેમણે કસવા માંડયું. આવાં સાહસિક અને પરોપકારી સન્નારી સાવિત્રીગૌરી કોણ છે તે જાણવાની ગમે તે કોઇને સ્વાભાવિક ઇચ્છા થાય. તેમની સાથે અંગત ઓળખાણ કરવા માટે તો ધ્રુવ જેટલું તપ કરવાની જરૂર ધારવામાં આવે છે. પુરાણમાંએ સાવિત્રીની માફક આ આધુનિક સાવિત્રી ગરીબ પતિ

સાથેજ પરણ્યાં હતાં. ફરક માત્ર એટલોજ હતો કે પુરાણુમાંની સાવિત્રીએ પોતે સત્યવાનને પસંદ કર્યો હતો અને આ સાવિત્રી માટે પતિ પસંદ કરવાની તસ્દી તેમનાં માબાપે પોતે લીધી હતી. પુરાણુમાંની સાવિત્રીની માફક આ સાવિત્રીના પતિ ગરીબ હતા. 'હતા' શબ્દ ચિંતા ઉત્પન્ન કરી ગુંચવાડામાં નાખે તેવો હોવાથી અત્રેજ ખુલાસો કરવાની જરૂર છે કે આ સાવિત્રી વિધવા હતાં. પુરાણુમાંની સાવિત્રીની માફક યમરાજા આ સાવિત્રી પ્રત્યે પક્ષપાતી અને કૃપાવંત નીવડયા ન હતા. આ સાવિત્રીનો સ્વભાવ ઘણો ઉગ્ર હતો, અને તેના પતિ પણ તેનાથી ગાંજ્યા જાય તેમ ન હતું, પણ સાવિત્રીનો રૂઆબ અને શારીરિક બળ એવાં હતાં કે તે ધારે તો પતિને બે ગુલાંટ ખવાડી દે. તેમના પતિએ પણ આથી કોઇ દિવસ તેનાપર હાથ ઉગામવાની હિંમત કરી ન હતી તેમનો સંસાર ઉંદર બિલાડી જેવો હતો. ઘણુાઓને તો એવો ભય હતો કે સાવિત્રી કોર્ટે ચઢી જુદા રહેવાનું હુકમનામું મેળવશે, પણ ઇશ્વરજ એટલામાં સાવિત્રીની વહારે ચઢયો. તેણે તેના પતિને ઉંચકી લીધો. નૃસિંહમહેતાની માફક તેમણે પણ કહ્યું કે, " ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ, " નૃસિંહમહેતા તો શ્રી ગોપાળને ભજને અટકયા પણ સાવિત્રી તો તેમનાથી પણ આગળ વધ્યાં. તેમણે તો જગતનું કલ્યાણ કરી નાંખવાનું બીડું ઝડપ્યું અને જોઇતી અનુકુળતા મળી ગઇ.

સાવિત્રીગૌરીએ ખજુર વિટાળેલો કાગળનો કડકો વારંવાર વાંચ્યો; અચાનક લાખો રૂપિયાનો વારસો આપે તેવા વસિયતનામા જેવો તેનો અભ્યાસ કરી મનન કર્યું. સાંજ પડતાં તેઓ મંદિરે ગયાં અને ત્યાં પોતાના સખી મંડળ સમક્ષ પોતાની યોજના રજુ કરી. બધાને તે ઘણી પસંદ પડી. સર્વને એકત્ર કરી વાદવિવાદ અને ચર્ચા ચલાવવા

માટે તેમને વાડી કે બાગ લેવા જવાનું ન હતું. ભાડું પણ પછ આપવાની ન હતી. **મંદિર એજ તેમની વાડી, બાગ, અને ટાઉનહોલ હતા. મંદિરના બહારના ભાગનો ઓટલો એજ તેમનો મંડપ હતો.** મંદીરના મહારાજ તે વાપરવા આપવાની ના પાડી શકે તેમ ન હતું, કારણ કે તેમની બરકત અને અમીદષ્ટિથી મંદિર બંધાયું હતુ અને નીભતું હતું. મહારાજને સંસારપર આસકિત ન હતી, છતાં સંસાર તેમને ભેટવા સામો આવતો હતો. પરણતું ન હતુ. છતાં સંસારે તેમને પરણાવ્યા હતા. પૈસાની તૃષ્ણા તેમને ન હતી, છતાં લક્ષ્મીનો તેમને ત્યાં વાસો હતો. તેઓ કવિ અને વક્તા ન હતા. છતાં ભાટચારણ તો હતાજ. તેમની ઘરાકી મોટે ભાગે બૈરાંઓની હતી અને તેમને તેઓ નાખુશ કરવા માંગતા ન હતા. મહારાજનો લાગવગ એટલો બધો વધી પડયો હતો કે મંદિર લગ્નનાં બજાર તરીકે ઓળખાતું હતું. મહારાજના ભક્તના પુત્રપુત્રીઓનાં વિવાહના ચોકઠાં મહારાજ ગોઠવી આપતા હતા તેથી નાની ઉમરના ભણવાના નહિ પણ પરણવાના ઉમેદવાર છોકરાઓ મહારાજના ભક્ત તરીકે નામ નોંધાવ્યા જતા હતા સાવિત્રીગૌરીએ પોતાની યોજના મહારાજ સમક્ષ રજુ કરી નહિ, પણ મંદિરમાં સભા ભરવા માટેની આજ્ઞા માંગી લીધી. બે ત્રણ દીવસ સુધી ખાનગી મસલ્હત મીત્રમંડળમાં ચાલ્યા પછી પુર્ણિમાને દિવસે સભા ભરવાનો ઠરાવ થયો. પુર્ણિમા હોવાથી દિવસે કોઇને જમવાનુ ન હતું. પુરૂષોને પણ તેમણે સારે માર્ગે વાળી તેમની પાસે પણ પુર્ણિમા કરાવવા માંડવાથી તેમને માટે પણ રાંધવાની કડાકુટ ન હતી. જમાનો ફેરવાયો હતો અને દઢ નિશ્ચય હોય તો સ્ત્રીઓ પણ પુરૂષોને સત્ય માર્ગે દોરવી પોતાનું ધરેલું તેમની પાસે કળેબળે કેવી સરસ રીતે કરાવે છે તેનું આ એક દ્રષ્ટાંત હતું. આ સ્ત્રીભકતોના

સત્સંગની તેમના પતિઓપર એવી તો સુંદર છાપ પડી હતી કે સહવારમાં સન્નારીઓ મંદિરે દેવ દર્શન કરવા જતાં પુરૂષો દાળ ઓરવાનું અને રાંધવાનું પ્રાથમિક કામ કરી લેતાં જમાના સુધી પુરૂષોએ ભોગવેલી સત્તા છોડવાનો અને સમય અનુસાર કામની નવેસરથી વહેંચણી કરવાનો તેમનો આ સ્તુતિપાત્ર પ્રયાસ હતો, અને પુરૂષોને તેમાં ખોવાનું પણ શું હતું ? સ્ત્રીઓ દેવ મંદિર જઇ પુણ્યનો ગાંસડો બાંધે તેમાંથી તેમને આયતો ભાગ મળતો હતો. ધર્મ રાજાના ચોપડામાં અર્ધું પુણ્ય તેમને ખાતે જમે થયાજ કરતું હતું.

પુર્ણિમાનો દિવસ આવ્યો. મંદિરમાં આજે હંમેશ કરતાં વધુ ભીડ હતી. પરણવા માટેના ઉમેદવાર છોકરાઓ પણ માથાના વાળ કપાવી ચટિયાં પટિયાં કઢાવી નાખી, ચારે છેડે ધોતીયું ચીપી, કપાળમાં ગુલાબસિંગ ખેંચી તાળીઓ પાડી, ડોકું ધુણાવી ઘડીમાં નાચતા, ઘડીમાં કૂદતા, ભજનની ધૂનમાં એકતાન થઇ જતા હતા, કે થઇ જવાનો આડંબર કરતા હતા. સાવિત્રીગૌરી આવતાં મહારાજે પોતે "આવો આવો" નો ધ્વની કરી તેમને આવકાર આપ્યો. ભજનકીર્તન અને કથા પૂરી થયા પછી કેટલાકો વિખેરાઇ ગયાં, કેટલાકો બેસી રહ્યાં, અને પાડોશી, સગાં-વહાલાં નાતની વાતમાં રોકાયાં. સાવિત્રીગૌરી આજે ઘણાં કામમાં હતાં. થોડીવારે બૈરાંઓ મંદિરના ચોકમાં ભેગાં મળ્યાં. બૈરાંઓને 'નવરાં બેસી નખ્ખોદ વાળનારા' કહેનારાઓનાં મોઢાં આજે શીવાઇ જાય તેમ હતું કારણ કે સાંભળવા માટે એકલા કાનનીજ જરૂર હોવાથી તેમના હાથ અને આંખ મંદિરનું કામ કરવામાં રોકાયલા હતા.

સાવિત્રીગૌરીએ મંગળાચરણ કરતાં જણાવ્યું કે "બ્હેનો, આજે આપણે ઘણાં અગત્યનાં કામ માટે ભેગાં મળ્યાં છીયે. ઇશ્વર ભજન કરી આપણે પુરૂષોને પુણ્યમાંનો અર્ધ ભાગ આપી તેમના

આત્માનો ઉદ્ધાર તો કરીએજ છીયે, પણ પુરૂષોને તેમની સાંસારિક અધોગૃતિમાંથી બહાર કહાડવાનું પણ આપણું કર્ત્તવ્ય છે. આપણે સંસારમાં રહીને ઇશ્વરની ભક્તિ કરવાની છે, તેમ મનુષ્ય પ્રાણીનું કલ્યાણ પણ કરવાનું છે. શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કેઃ—

"સંસારસે સરસો રહે ને મન મારી પાસ,
સંસારમે લીંપે નહિ તે જાણું મારો દાસ."

પુરૂષ વર્ગે આપણા પર ભારે ઉપકાર કર્યો છે."

એક અવાજ—"કોણે કહ્યું ?"

સાવિત્રીગૌરી—"અલબત તેઓ એમ માને છે, (હસ હસ) અને તેમની એ માન્યતા ખરી ખોટી હોવા સાથે આજે આપણે કામ નથી, પણ હવે એવો સમય આવી પહોંચ્યો છે કે આપણે આપણી શક્તિ અનુસાર તેની સેવા બજાવવી. પુરૂષવર્ગ કંઇ એમજ ખાંડ ખાય છે કે સ્ત્રીઓ દુરાચારી, વ્યભિચારી, ચંચળ મનની અને લોભ લાલચને ઝટ વશ થઇ જનારી છે. સ્ત્રીઓ જન્મે ત્યારથી તે તેઓ મરે ત્યાં સુધી તેમને તેઓ જાબ્તામાં રાખે છે, સુભાગ્યે પુરૂષોપર આપણા સત્સંગની અસર થવા માંડી છે, અને તેમણે સ્ત્રીવર્ગને હવે છુટથી હરવા ફરવા દેવા માંડ્યો છે; પણ જોગજોગે આપણામાંની કેટલીક કમનસીબ બહેનો વિધવા થતાં પુરૂષો ઝટ વિધવાશ્રમો સ્થાપી તેમને પુરૂષોના સમાગમથી દૂર રાખવાના પ્રયત્ન કરે છે. વિધવાશ્રમ સ્થાપવામાં જાણે તેઓ સ્ત્રીઓપર ઉપકાર કરતાં હોય એવું માને છે, પણ તેમનું એ માનવું ભુલભર્યું છે. થોડાક દુષ્ટ, લંપટી પુરૂષોને ખાતર તેઓ સમસ્ત સ્ત્રીવર્ગને લગભગ કેદખાનાં જેવી સ્થિતિમાં રાખવા માગે છે પણ ચોરોને પકડી સજા કરવાને બદલે શાહુકારોપર જાબ્તો રાખવો એ કયાંનો ન્યાય ?"

એક અવાજ—"રશિયાનો."

સાવિત્રીગૌરી—"પણ હવે એ ન્યાય ત્યાં પણ બદલાઇ ગયો છે. ત્યાં પણ સ્ત્રીઓને છુટાપણું મળ્યું છે. કેટલીક વિધવા સ્ત્રીઓ દુરાચારી હશે, પણ પુરૂષોના હિસાબનું પાનું તદન કોરૂં છે કે ? ખરી રીતે સ્ત્રીઓને ઉંધે રસ્તે ચઢાવનારા પુરૂષોપર જાપ્તો રાખવાની પહેલી જરૂર છે. હિન્દુ સમાજને હવે વિધવાશ્રમો નહિ પણ વિધુરાશ્રમો અને વાંઢાશ્રમોની જરૂર છે. વિધવાઓ માટે કેટલાક અંકુશો રાખવામાં આવ્યા છે તેવા અંકુશો વિધુરો માટે રાખવાનો સમય આવી પહોંચ્યો છે. આ બાબતમાંની પુરૂષોની અજ્ઞાનતાની આપણને દયા આવે છે. આપણે ઇચ્છીશું કે સંસાર સુધારા પરિષદ વિધવાશ્રમ સ્થાપવાના ઠરાવમાં વિધુરાશ્રમનો પણ સમાવેશ કરે, જો કે વિધવાશ્રમની જરૂર સમાજને હોય એવું મારૂં તો માનવું નથી. સ્વભાવિક રીતે પ્રશ્ન ઉત્પન્ન થશે કે વિધવાશ્રમમાં તો વિધવાઓને વાંચવા લખવાનું અને ભરવા ગુંથવાનું શિક્ષણ આપવામાં આવે છે, પણ વિધુરાશ્રમમાં વિધુરોને કેવું શિક્ષણ આપશો ? મેં આ પ્રશ્નનો ઉંડાણમાં ઉતરી અભ્યાસ કર્યો છે. વિધવાઓની સંખ્યા વધી પડવાનું કારણ ગમે તે ઉમરે પુરૂષોને પરણવાની છુટ છે. આ વિશે હું હવે પછી બોલીશ, પણ પુરૂષો પોતાને પરણવાની જરૂરીઆતમાં ખાવા પીવાના આપદાને મુખ્ય આગળ કરે છે. વિધવાઓનો પતિ જતાં ભરણ પોષણની તેની ચિંતા દૂર કરવા માટે જેમ તેને વાંચતા લખતાં અને ભરતાં ગુંથતા શીખવી અને માંદાની માવજતનું તેને શિક્ષણ આપીને સ્વતંત્ર રીતે તે પોતાનું ગુજરાન ચલાવી શકે એવી કેળવણી તેને આપવામાં આવે છે. તેમ પુરૂષ વિધુર થતાં તેને સ્વાશ્રયી બનાવવા માટે વિધુરાશ્રમ ખોલી તેમને ત્યાં

બંધવાસિંધવાનું, પાણી ભરવાનું કપડાં સીવવાનું અને લુગડા ધોવાનું શિક્ષણ મળતાં તેમને ફરી પરણવાની જરૂર રહેશે નહિ. વિધવાઓ મન પરનો કાબુ ન ગુમાવે તે માટે તેમને જેમ બને તેમ પુરૂષવર્ગથી દુર રાખવામાં આવે છે તેમ વિધુરોને સ્ત્રીવર્ગથી દુર રાખવાની જરૂર છે. વિધુરો નીતિના ચોર છે અને તેમને છુટા રાખવા તે પરણેલી, રાંડેલી તેમજ કુંવારી બાળાઓ અને સ્ત્રીઓનુ શિયળ ભયમા લાવી મુકવા જેવું છે. ચોરને છુટા મૂકી શાહુકારોને કેદ કરવા કરતાં નીતિનાં ચોર વિધુરો અને વાંઢાઓને નજર કેદ રાખી શાહુકાર સ્ત્રીવર્ગ પરના અંકુશો કહાડી નાખવાની જરૂર છે. વિધુરોને આ પ્રમાણે તાલીમ આપ્યા પછી તેમની પાસે સંયમ પળાવી તેમનાં વર્તન માટે કેટલાક નિયમો પણ નક્કી કરવા જોઇયે. સંસારના ભોગવિલાસ અને મોજમજાહ વિધવાઓ માટે ત્યાજય છે, પણ વિધુરોને તેની શું જરૂર છે તે સમજી શકાતું નથી. પ્રથમ તો વિધુરો માટે એ નક્કી થવું જોઇયે કે તેમણે સારાં સુશોભિત વસ્ત્રો પહેરવાં નહિ, તેમણે સ્ત્રીઓની સાથે બોલવું નહિ એટલુજ નહીં પણ તેમની સામે પણ જોવું નહિ સ્ત્રીઓ હાલમાં ઘુમટો ખેંચી પરપુરૂષનું મોઢું જોતી નથી, તેમ વિધુરોએ પણ કરવું જોઇએ વિધુરોએ આથી દુપટ્ટો ઓઢવો, અને ભુલેચુકે સ્ત્રીઓએ પોતાની પાસેથી પસાર થતાં આડું જોઇ ઉભા રહેવું, અને એમ કરતાં તેમનાપર તેમની નજર ન પડે માટે દુપટ્ટો આડો ધરવો. વિધુરાશ્રમમાં આ વિષયની તાલીમ માટે ચરોતરના પાટીદાર ડોસાઓને બોલાવવા, પણ લાજ સંબધી નડિયદના પાટીદારોની રૂઢિને તત્વ વેળાએ 'સ્ટેન્ડર્ડ' ગણવી. ફેર માત્ર એટલોજ કે નડિ-

મામાં સ્ત્રીવર્ગને જે લાજ મોહલાજો જાળવવો પડે છે તે, વિધુરો પાસે પળાવવો. નડિયાદમાં અલબત પુરૂષની પાછળ આવતી સ્ત્રીના પગમાં કાંટો વાગ્યો હોય તોપણ સ્ત્રીનું મોઢું જોવાઇ જાય તેથી પુરૂષથી સ્ત્રીના પગનો કાંટો પણ કહડાતો નથી, અને બીજો કે ઇ નાની ઉમ્મરનો પુરૂષ કે સ્ત્રી આવી કાંટો કહાડે ત્યાં સુધી દુર આડા ઉભા રહેવું પડે છે તે, અને તેને મળતા બીજા નિયમો વિધુરો પાસે પળાવવા જોઇએ, ત્યાં દિવસે સ્ત્રીવર્ગ બહાર નીકળી શકતો નથી તેમ વિધુરો દિવસે બહાર નીકળી ન શકે એવો જાપ્તો બની શકે તો વિધુરોપર રાખવો. સ્ત્રી વિધવા થતાં તેને શુભ વસ્ત્રાલંકારની જરૂર રહેતી નથી તેમ પુરૂષો વિધુર થતાં તેમને પણ તેની જરૂર નથી, આથી વિધુરોએ સાદા વસ્ત્ર પહેરવાં. વળી હાલમાં કેટલાક વિધુરો પોતે જુવાનમાં ખપવા માટે ધોળા વાળને કલપ લગાડી ધોળાપર કાળું કરે છે, અને મોઢામાંથી દાંત જતાં ચોકઠું મુકાવે છે તે સામે પણ વાંધો ઉઠાવી તેમની એ રીત બંધ પડાવવી જોઇયે. કેટલાક વિધુરો લાલાજી મનીયાર થઇ વરરાજા જેવા કપડાં અને જોડા પહેરી અલબેલા થઇ ફરે છે તેમની પણ ખબર લેવી જોઇએ, વિધુરોએ આથી વાળ રખાવવાજ નહિ અને માથું સાફ લીસું રાખવું વળી તેણે મુછે કલપ લગાડી કોઇને ભુલ ભુલામણીમાં નાખવા નહિ.

વિધવાઓના પ્રમાણમાં વિધુરોની સંખ્યા ઓછી છે પણ એ અસમાનતા કહાડી નાંખવાનું કામ કંઇ મુશ્કેલ નથી. સ્ત્રીઓને હાલમાં એકજવાર પરણવાની છૂટ છે, તેમ પુરૂષો માટે પણ એકજવાર પરણવાનો નિયમ દાખલ થવો જોઇયે. પુરૂષોને ગમે તેટલીવાર પરણવાની છુટ હોવાથી લગ્નની ગંભીરતા અને જોખમદારી સમજી શકતા નથી. વળી એજ કારણે તેઓ સ્ત્રીવર્ગપર ઘાતકીપણું ગુજારે છે,

પણ પુરૂષોને એકજવાર પરણવાનું હોય અને પત્ની મરણ પામતાં તેને વિધવાની માફક આખો જન્મારો વિધુરાશ્રમમાં પાળવો પડશે એવો ખ્યાલ મનમાં આવતાં તેઓ સ્ત્રી પ્રત્યે વધુ માયા અને દયાથી વર્તશે, ત્યારેજ સ્ત્રીઓને ન્યાય પણ મળશે, અને ત્યારે તેઓ સ્ત્રીની સ્થિતિનો વિચાર કરી શકશે. આ નિયમથી વિધવાઓની સંખ્યા ઘટવા સાથે વાંઢાઓને એ લાભ થશે કે લગ્નનાં બજારમાં તેમની કિંમત વધશે. ગમે તેવા મૂર્ખ હશે તો પણ તેમનો ઉદ્ધાર થશે કારણ કે વિધુરો હરિફાઇના ક્ષેત્રમાંથી નીકળી જવાથી કુંવારીકાઓ તેમનેજ વરમાળા આરોપશે. વાંઢાઓની સંખ્યા આ રીતે ઘટશે તેમ છતાં જે થોડા ઘણા રહે તેમના પર પણ વિધુરો જેટલોજ જાપતો રાખવાની જરૂર છે. હિંદુ સમાજની પતિવ્રતા અને નીતિ જાળવવા અને પુરૂષોને લગ્નની ગંભીરતા અને જોખમદારી સમજાવવા માટે તેની આવશ્યકતા છે. વિધુરો અને વાંઢા માતેલા સાંઢ જેવા છે, અને તે છુટા રહે તે કોઈ પણ પ્રકારે ઇષ્ટ નથી. સમાજના પોતાના હિતને ખાતર તેમને વિધુરાશ્રમરૂપી ડબ્બામાં પુરવા જોઇયે. આપણે આ તકે પુરૂષો પર કંઇ પણ આક્ષેપ કર્યા વિના માત્ર તેમની સેવા બજાવી તેમને નીતિને માર્ગે રાખવાનોજ હેતુ લક્ષમાં રાખી આપણું કર્તવ્ય બજાવીશું. પુરૂષોનાં કપાળમાં પક્ષપાતો અને અન્યાયી હોવાની જે કાળી ટીલી ચ્હોંટી છે તે પણ આથી ધીમે ધીમે ભૂસાઇ જશે. ઇશ્વરની ઇચ્છા હશે, તમે બહેનોની સહાય મળશે, અને પ્રસંગ સાનુકુળ આવશે તો આપણે આપણો હેતુ પાર પાડવા વિના રહીશું નહિ, ( જોશભેર તાળીઓ. ) અને અંતે જય આપણોજ છે. ”

જયનંદા તે પછી બોલ્યા " સાવિત્રી બહેને આજે જે વિવેચન કર્યું છે તે યોગ્યજ છે. તેઓ વિધવા છે, અને વિધવાની દ્રષ્ટિએ સ્ત્રીઓને કેટલો અન્યાય ભોગવવો પડે છે, અને સ્ત્રીઓથી પુરૂષોની કેટલી સેવા બજાવી શકાય તેમ છે તે તેમણે જણાવ્યું છે, પણ વિધુરો અને વાંઢાઓ સમાજને કેવી રીતે ઉપયોગી થઇ પડે તે તેમણે જણાવ્યું નથી. કદાચિત્ તે તેમણે મારે માટે રાખ્યું હશે. વિધવાઓને નર્સનું શિક્ષણ આપવાની ભલામણ કરવામાં આવે છે કે જેથી તેઓ માંદાઓની માવજત કરી સમાજની સેવા બજાવી શકે વિધુરો અને વાંઢાઓ પણ આવું પુણ્ય સંપાદન કરી શકે તેમ છે. વિધુરોનું મન રોકાયલું રાખવાની ઘણી જરૂર છે. આથી જ્ઞાતિમાં મરણ થતાં લાશને સ્મશાને લઇ જવાનું કામ તેમને સોંપાવું જોઇયે. આપણા શાસ્ત્રોમાં લાશને સ્મશાન લઈ જઈ ઠેકાણે પાડવામાં મોટું પુણ્ય માનેલું છે, તો વાંઢાઓ અને વિધુરોને ફાળે એ પુણ્ય કેમ નહિ જવા દેવું ? આથી એક પંથ ઓર દો કાજ થશે. તેમનું ચિત્ત રોકાયલું રહેશે, અને બીજું તેઓ સમાજ સેવા બજાવી પુણ્ય હાંસલ કરી સ્વર્ગ મેળવવાની તૈયારી કરી શકશે વિધુરો અને વાંઢાઓને આ ઉપરાંત જ્ઞાતિજમણ હોય ત્યારે શાક સમારવાનું, રાંધનારા બ્રાહ્મણોની તાણ હોવાથી રાંધવાનું, જ્ઞાતિમાં પુરૂષ પંગતમાં પીરસવાનું અને જમણવાર થઈ રહ્યા પછી બાજો અને એંઠુ કહાડવાનું કામ સોંપવુ જોઇયે. (હસાહસ) બહેનો, હસવાનુ કામ નથી. મહાભારતમા લખેલું છે કે પાંડવોને ત્યાં યજ્ઞ થતાં જમણવારમાં બાજો અને એંઠુ કહાડવાનું શ્રી કૃષ્ણ ભગવાનને શીરે સોંપ્યું હતું, અને તેમણે તે કામ ઉલટથી કર્યું હતું તે કામ કરવામાં વિધુરો અને વાંઢાઓ અપમાન સમજશે કે ? કદિ નહિ. "

સુધાસુંદરીએ જણાવ્યું કે " આ તો બધાએ પોત પોતાનું કહ્યું, પણ અમે સૈભાગ્યવતી સ્ત્રીઓની દૃષ્ટિએ કોઇ કંઇ બોલ્યું નથી અમારી નેમ પુરૂષોના સેવાજ બજાવવાની છે તો તે માટે હું પણ કેટલીક સુચના કરવાની હિંમત કરીશ પુરૂષો કેળવણીનો પ્રશ્ન નીકળતાં સ્ત્રીઓને તેમને ગ્યોગ્ય થઇ પડે તેવી કેળવણી આપવાની વાતો કરે છે, પણ હું પુરૂષોને પુછીશ કે તમે તમારા પુત્રોને અને ભાઇઓને તેઓ યોગ્ય પતિ થઇ પડે કે લાયક પિતા થાય તેવી કેળવણી આપો છો કે ? સ્ત્રીઓને લાયક ગૃહિણી થવાય તેવી કેળવણીની જરૂર હોય તો પુરૂષોને લાયક પતિ અને પિતા થવા માટેની કેળવણીની શું જરૂર નથી ? છોકરીઓને તો તેમની માતા કંઇપણ શીખામણ અને શીક્ષણ આપે છે, અને તે પતિ ઘેર જઇ સાસરે કેમ વર્તવુ તેની તે માહીતગાર બને છે, પણ અનુભવ વગરનાં પુરૂષો પતિ તરીકે કેવા મુર્ખ હોય છે તેનાથી તો સારી કોઇપણ બહેન ભાગ્યેજ અજાણી હશે. પત્ની ઘેર આવતાં તેને ધાકમાં રાખવા માટે તેને મારવી એજ સૂત્ર લક્ષમાં રાખી ઘણા પતિઓ કામ લે છે." ( શરમ, શરમ,ના પોકારો.)

સાવિત્રીગૌરી—" શરમ, શરમ, ના પોકારો તો પુરૂષો કરે આપણે તેમનું અનુકરણ આવી બાબતમાં કરવુ જોઇતું નથી જ્યાં શરમ શરમના ઉદ્‌ગાર કહાડવાના હોય ત્યાં તેમ ન કરતા આપણે તો " હાય હાય " જ બોલવું."

અત્રે બધી બધી સ્ત્રીઓએ " હાય હાય " ના પોકાર કરી મુકયા, અને કેટલીકે તો છાજીયાં પણ લીધાં, કેટલીકે તો ' કુટોરે, બહેનો. એમ શું કુટો,"ની પણ બુમ પાડી.

અત્રે ઘોંઘાટ વધી પડયો, અને મહારાજ પણ ત્યાં દોડી આવ્યા, પણ સ્ત્રીઓએ તેમને સભામાં અટકાવવાથી તેઓ ત્યાંથી ચાલી ગયા

સુધાસુંદરીએ બધાંને શાંત કરતાં આગળ બોલતાં જણાવ્યું કે એવા પતિઓ અને પુરૂષોના છાજીયાંજ લેવાવા જોઇયે

છે તેઓ પોતાની પત્નીઓને અનેક રીતે સતાવી સંતાપે છે. આવી અણસમજુ અક્કલ વગરના પતિ સાથેનો સંસાર કેવો ખારો નિવડે છે તે તો જેમને વેઠવું પડતું હોય તેજ કહી શકે. આથી છોકરાઓ પતિ થાય તે પહેલાં તેમને પત્ની સાથે યોગ્ય રીતે વર્તવાનું અને ગૃહસંસાર કેવી રીતે ચલાવવો તેનું શિક્ષણ આપવાની જરૂર છે. આપણે અત્રે વાંઢાશ્રમ અને વિધુરાશ્રમ સ્થાપવા ભેગાં મળ્યાં છીયે ત્યારે આ પતિશિક્ષણ શાળાનો પ્રશ્ન પણ લક્ષમાં લેવાય તો ઠીક. આમ થશે તો દુઃખી અબળાના હૃદયની જ્વાળાં હોલવાશે, અને હિન્દુ સંસાર પર ઇશ્વરની કૃપાની દ્રષ્ટિ થશે. આવી કોઇ શાળા નીકળે તો સંસાર વ્યવહારમાં લાગી ગયલા પતિઓને પણ એક વર્ષ સુધી આ શાળામાં શિક્ષણ લેવાનો આપણે તેમની પત્નીઓ તરીકે આગ્રહ કરીશું. તેઓ જો આપણું કહ્યું નહિ માને તો સત્યાગ્રહ કરી જ્યાં સુધી તેઓ આ શાળામાં શિક્ષણ લઇ પ્રમાણપત્ર નહિ મેળવે ત્યાં સુધી તેમનું ઘર નહિ માંડવાનો નિશ્ચય કરીશું. વિધુરાશ્રમ અને વાંઢાશ્રમની આપણી યોજના અમલમાં મુકી તેને ફતેહમંદ બનાવવા માટે સત્યાગ્રહની તો જરૂર પડશેજ, અને સત્યાગ્રહમાં તો આપણે પુરૂષોને હંફાવીએ તેમ છિયે."

તે પછી પતિશિક્ષણ શાળાની જરૂરિયાત વિષે કેટલીક ચર્ચા ચાલી. કેટલીક સન્નારીઓએ પુરૂષો કેવા અદેખા, વ્હેમી અને ક્રોધી હોય છે તેનું હૃદયભેદક રીતે વર્ણન કરતાં, પાછા "હાય, હય,"ના પોકારો થઇ રહ્યા.

તે પછી વિધુરાશ્રમ, વાંઢાશ્રમ અને પતિશિક્ષણ શાળાની અગત્યતા સ્વીકારનારા અને તેનો અમલ કરવા માટે ઘટતાં પગલાં સૂચવવા એક નાની કમિટી નેમવામાં ઠરાવ પસાર કરી બધાં છુટાં પડયાં.

ઘેર જતાં જતાં બધાના મનમાં પુરૂષોની સેવા કરવાનો આ લ્હાવો લેવાનો ઉમળકો ચઢી આવ્યો. યોજના અમલમાં મુકવા માટે પૈસાની જરૂર પડે તો કોઇએ વર્ષ દહાડાની બાજ દડિઆની કમાઇ કોઇએ કોઠલી અને કપડાંની સીવાઇ, કોઇએ શ્રાવણ મહિનામાં મોળું ખાવાથી મીઠાનો બચી જતો ખર્ચ, કોઇએ અગિયારસને દહાડે ખજુર ન ખાતાં તે પૈસા આપવાનો તો કોઇએ દેવમંદિરે નાખવાના ચોખા અને પૈ પૈસો પરમાર્થનાં કામમા આપવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો.

સાવિત્રીગૌરી, જયાનંદા, અને સુધાસુંદરી આ યોજનાને કેવી રીતે અમલમાં મુકવી તેના વિચારમાં હાલમાં ગુંથાયાં છે. તેઓ જો પોતાના કામમાં વિજયી નીવડશે તો તેઓ કંઈ જેવો તેવો જશ ખાટવાના નથી. તેઓ હિંદુ સંસારના આ અટપટા પ્રશ્નનો સંતોષકારક રીતે નીકાલ લાવે એવી દરેકની ઇચ્છા હોવી જોઇએ. સંસાર સુધારા પરિષદના મંત્રીઓ અને કાર્યવાહકોનું આ તરફ યોગ્ય રીતે લક્ષ ખેંચી શકાય.

ઇતિ શ્રી વિધુરાશ્રમ પુરાણે ઉત્તર ખંડે પ્રથમ અધ્યાય સમાપ્ત. બોલો શ્રી સીયાવર રામચંદ્ર દેવકી જય.

---